# એકલવ્ય અને ધ્રુવ

બાળકો માટે બે બોધદાયક વાતો





છપાવી પ્રસિદ્ધ કરનાર :
ચંદુલાલ મણિલાલ પરીખ
:: રીચીરોડ અમદાવાદ ::

કિંમત રૂ ૦-૪-૦

# એકલવ્ય અને ધ્રુવ.

બાળકો માટે બે બોધદાયક વાતો.

અંગ્રેજી ઉપરથી કંઈક ફેરફાર સાથે

અનુવાદ કરનાર,

ગોવિંદલાલ દોલતરાય મહેતાજી.

માજી હેડ ક્લાર્ક, એજ્યુકેશન ઈન્સ્પેકટર,

ઉત્તરભાગ.

પ્રકાશક,

ચંદુલાલ મણિલાલ પરીખ.

રીચીરોડ—અમદાવાદ.

કિંમત રૂ. ૦-૪-૦

## પ્રકાશકના બે બોલ.

આ પુસ્તકને છપાયે અઢાર માસ થયા નથી છતાં તેની ત્રીજી આવૃત્તિ છપાવાનો વખત આવ્યો છે તે આનંદની વાત છે.

ત્રીજી આવૃત્તિ
૧-૯-૨૮ } ચંદુલાલ મણીલાલ પરિખ.

---

મુદ્રકઃ પુરૂષોતમદાસ શંકરદાસ
"ઉત્કૃષ્ટ મુદ્રણાલય"
ફર્નાન્ડીઝ બ્રીજ, રીચીરોડ
અમદાવાદ.

# બે બોલ.

આવી ટુંકી અને સરળ વાર્તા માટે પ્રસ્તાવના અથવા ઉપોદ્ઘાતની કંઇ જરૂર હોય એમ હું ધારતો નથી. છતાં એટલું તો કહેવું પડશે કે આપણાં પુરાણોમાં બાળકોને રમુજ સાથે ઉપયોગી બોધ મળે એવી અનેક વાતો છે. બંગાળી લેખકોએ તેને અંગ્રેજીમાં બહાર પાડવા માંડી છે. અને તેમનો પ્રયાસ સ્તુત્ય છે. એ પ્રદેશ અંગ્રેજી કેળવણીમાં આપણા કરતાં ઘણો આગળ પડતો છે એટલે ત્યાં અંગ્રેજીમાં એવી ચોપડીઓની જરૂર જણાવાથી મેં આ ભાષાંતર તૈયાર કર્યું છે. અસલ આપણામાં સ્ત્રીઓ—ખાસ કરીને વૃદ્ધ સ્ત્રીઓ રાત્રે પોતાના કામથી પરવારી સૂવાના વખત પહેલાં આવી વાતો બાળકોને કહેતી. તેમાંથી બાળકોને ઉત્તમ બોધ મળવા સાથે તેમને ધર્મ ઉપર શ્રદ્ધા થતી, અને તેમનું ધાર્મિક ચારિત્ર્ય બંધાતું. અસ્તુ !

| | |
|---|---|
| ગોવિંદાશ્રમ, સાંકડી શેરી.<br>ઝુમખીની ખડકી, અમદાવાદ.<br>તા. ૨૨–૧–૧૯૨૬ | ગોવિંદલાલ દોલતરાય મહેતાજી. |



# એકલવ્ય અને ધ્રુવ.



## બાળકો માટે બે બોધદાયક વાતો.



( ૧ )

રાજાપુર ગામમાં હરિરામ નામે ઘણો સુપાત્ર અને ધર્મનિષ્ટ બ્રાહ્મણ રહેતો હતો. તેની સ્ત્રી મણીગૌરી પણ ઘણી પવિત્ર અને પતિપરાયણ હતી. આ બન્ને પતિપત્નીને ઘણી આધેડ અવસ્થામાં એકજ સંતાન થયું હતું, જેનું નામ બચુ રાખવામાં આવ્યું હતું. મણીગૌરી બચુનું ઘણું લાલનપાલન કરતી. કુળમાં બચ્ચાંનો ઘણો આધાર મા ઉપર રહેલો હોય છે, તેથી મણીગૌરી બચુની કેળવણી ઉપર ખાસ ધ્યાન આપતી. રાતદિવસ બચુને આવા પવિત્ર માબાપનો સહવાસ હતો, અને તેથી તેના મગજ ઉપર બચપણથી સારા સંસ્કારો પડે જતા હતા.

મણીગૌરી સવારમાં વહેલી ઊઠી દાતણપાણી કરી પોતાના પતિને ઉઠાડી તેની દરેક સેવામાં પ્રવૃત્ત થતી, અને પછી સઘળાં કામકાજથી પરવારી પાસેના રણછોડજીના મંદિરમાં થતી હરિકથા સાંભળવા જતી. ત્યાંથી આવી સંધ્યાસમયે પાછી ઘરની યોગ્ય વ્યવસ્થા કરી નાના બચુને કથામાં સાંભળેલી કેટલીક વાતો કહી સુબોધ આપતી. બચુનું મગજ ઘણું તીક્ષ્ણ હોવાથી એ વાતો તે જલદી ગ્રહણ કરતો. આજે તેમાંની એક વાત તેણે નીચે પ્રમાણે બચુને કહેવા માંડી.

"જો બચુ, દીકરા! આજે એક સારી વાત તને હું કહું છું, તે તું ધ્યાન દઇ સાંભળજે હોં."

બચુ—બા, એ વાત તમને કોણે કહી હતી?

મણીગૌરી—બેટા, મેં એ વાત કથામાં સાંભળી હતી.

બચુ—ત્યારે તમે મને ઝટ કહો, હું સાંભળું છું.

જો, સાંભળ. સૂર્યદેવને અસ્ત થવાનો વખત થયો હતો; અને ઝાડોની ટોચો તેનાં અસ્ત થતાં કિરણોથી સોના જેવી ઝળકી રહી હતી. તે વખતે થોડા છોકરાઓ જંગલમાં રમતા હતા. કેટલાકની પાસે તરવારો તથા ઢાલો હતી, અને કેટલાકની પાસે તીરકામઠાં તથા લાંબા ભાલા હતા.

તેમાંનો એક છોકરો એકાએક બોલી ઊઠ્યો, જુઓ, દોસ્ત, જુઓ, પેલા ઝાડ ઉપર ઉંચે કેવું મઝાનું ફળ થયું છે?

બધાએ ઉંચે નજર કરી તે ફળ જોયું. તેમાંનો એક છોકરો એકાએક બોલી ઊઠયો, કે ચાલો આપણે તે ફળ પાડીએ અને ખાઇએ.

બીજો છોકરો—હા. હા. હું ઝાડ ઉપર ચઢી એક પળમાં લઈ આવું. એણે પોતાનું તીરકામઠું જમીન ઉપર નાખી દઇ ઝાડ ઉપર ચઢવાની તૈયારી કરી. ત્યારે એક બીજો જબરો ને મજબુત છોકરો જે લીલા ઘાસ ઉપર સુસ્તની માફક પડી રહ્યો હતો, તે એકદમ બોલી ઊઠયો, નહિ. એમ નહિ. ઝાડ ઉપરતો સર્વ કોઇ ચઢે એમાં શી મોટી વડાઇ છે? તમારાં તીરકામઠાં શા કામનાં છે? હું એમ કહું છું કે તીર વડે તે ફળને નીચે પાડો, તો એમાં કંઇક રમુજ પણ ખરી. બધા છોકરાઓમાં એ મોટો હતો, તેથી બધા બોલી ઊઠયા કે હા, હા, ભાઈ તમે કહો છો તે ખરૂં છે. ચાલો, આપણે તે ફળ પાડીએ, ત્યારે બડેભાઇએ કહ્યું કે બધા એક હારમાં ગોઠવાઇ જાઓ. બધા એ પ્રમાણે ગોઠવાઈ ગયા, ત્યારે તેણે કહ્યું કે હવે વારાફરતી એકેક તીર મારવા માંડો અને જે તેને નીચે પાડી શકશે તેને તે ફળ આપવામાં આવશે.

હારમાંના પહેલા છોકરાએ પોતાનું તીર છોડયું તે ખાલી ગયું. બીજાએ છોડયું તેથી થોડાં પાંદડાં ખર્યાં. પછી ત્રીજાએ છોડયું એ પણ ખાલી ગયું.

ત્યારે બડેભાઇ બોલ્યો, કે સારી પેઠે તાકીને સીધું તીર લગાવો.

ચોથાએ એ પ્રમાણે કર્યું, ત્યારે એનું તીર ફળને અડીને ચાલ્યું ગયું. એ પ્રમાણે બાકીના બધાએ કરી જોયું, પણ કોઇથી ફળ પડયું નહિ. આથી બડેભાઇ પોતે તૈયાર થઈ ગયા, ને પોતાના ભાથામાંથી એક તીર પસંદ કરી કાઢયું. કામઠા ઉપર તે ચઢાવ્યું અને તાકીને છોડયું; તે તીર બરાબર ભોંકાઇ ગયું; અને ફળને લઈને નીચે જમીન ઉપર પડયું. બધા છોકરાઓ સાથે બોલી ઊઠયા કે શાબાશ! શાબાશ! વાહ! વાહ! એકે કહ્યું, ભાઇ? એ ફળ તમારૂં અને તમે તે ખાઈ જાઓ.

બડેભાઇ—હા, એ મારૂં ખરૂં, પણ આપણે બધા વહેચીને ખાઇશું. તેણે એમ કહી એક છોકરાની તરવાર લઈ ફળના કકડા કર્યા, અને એકેક કકડો દરેક છોકરાને આપ્યો. તે ખાઇ બધા ખુશી થયા.

મણીગૌરી—જો, બચુભાઇ, પેલો છોકરો ઝાડ ઉપર ચઢવાનું કહેતો હતો તે ઝાડે ચઢયો હોત તો વખતે ત્યાંથી પડી જાત કેની?

બચુ—હા, હા, અને એના હાથપગ ભાંગી જાત.

મણીગૌરી—ત્યારે એ મોટો છોકરો કેવો ડાહ્યો, કે તેથી તેણે રમત શોધી કાઢી ફળ પાડયું, અને બધાએ પાક્રં વહેંચી ખાધું.

૨

મણીગૌરી—હવે આ છોકરા કોણ હતા, અને પેલો મોટો છોકરો કોણ હતો, તે હું તને કહું—

એ છોકરાઓ કઠિઆરાના હતા, અને પેલો મોટો છોકરો હતો, તેનું નામ એકલવ્ય હતું. અસલ હસ્તિનાપુર જેને હાલ આપણે દિલ્હી શહેર કહીએ છીએ, અને જે હાલ આપણા હિંદુસ્તાનમાં અંગ્રેજ સરકારની રાજધાનીનું શહેર છે, તેની નજીક એક મોટું જંગલ હતું તેમાં વાઘ, હાથી, રીંછ, હરણ વગેરે ઘણાં જંગલી પ્રાણીઓ રહેતાં હતાં. આ મોટા જંગલની એક બાજુએ સંખ્યાબંધ કઠિઆરાઓ નાનાં નાનાં ઝુંપડાં બાંધી રહેતા હતા. તે લોકો હાલ જેને આપણે ભીલ, કોળી, સાંથડીઆ વગેરે કહીએ છીએ તે હતા.

તે લોકો કદમાં મોટા અને વળી શરીરે મજબુત હતા. વળી રંગે કાળા હતા, અને જાનવરોનાં ચામડાં પહેરી રહેતા હતા.

તેમને શિકાર કરવાનું બહુ ગમતું, અને શિકાર કરી તે ઉપર તેઓ પોતાનું ગુજરાન કરતા. જે જાનવરોને તે મારતા, તેના નખ, શીંગડાં, અને ચામડાં કાઢી લઇ તેઓ હસ્તિનાપુરમાં વેચી આવતા.

તેઓ કંઇ પણ ભણેલા ન હતા, તેમ આપણા જેવા સુધરેલા પણ નહોતા. હસ્તિનાપુરના લોકો તેમને જંગલીજ ગણતા.

તેઓ બહાદુર હતા, અને વગર બીકે વિકરાળ સિંહ સાથે બાથ ભીડતા હતા. વળી તેઓ પ્રમાણિક અને મહેનતુ હતા.

તેઓ કદીપણ જુઠું બોલતા નહિ. છોકરા, છોકરીઓ, અને સ્ત્રીઓ પણ તીરકામઠાં રાખી શિકાર કરી જાણતાં.

આ જાતમાં એક હિરણ્યધેનુ નામે મોટો બહાદુર કઠિઆરો હતો, અને તે આ લોકોનો સરદાર હતો. બધા તેને ચાહતા, માન આપતા, અને તેનાથી બીતા. એને માટે તેઓ પોતાનો જીવ આપવા તૈયાર હતા, ને દરેક બાબતમાં તેઓ તેને વશ હતા.

વાસ્તવિક રીતે હિરણ્યધેનુ તેમનો રાજાજ હતો. એ લોકોના ટંટા, ફરીઆદ એજ પતવતો, જેણે કંઇ કસુર કરી હોય તેને તેજ શિક્ષા કરતો, અને જંગલોનો રાજા હોય તેમ રાજ્ય કરતો.

એને હસ્તિનાપુરના રાજાને દર વર્ષે ખંડણી આપવી પડતી. ત્યાંનો રાજા એ એનો રાજા હતો. હિરણ્યધેનુ ભારે લડવૈયો હતો.

એ જેવો ભાલો ફેરવી શકતો તેમ તીર પણ મારી શકતો. તેવું બીજો કોઇ કરી શકતો ન હતો. ઘોડા ઉપર સવારી કરવામાં પણ તે એક હતો. વળી ઢાલ તરવારથી પણ એ લડી શકતો.

હસ્તિનાપુરના તમામ ક્ષત્રિયો એની લડવાની ચતુરાઇનાં વખાણ કરતા. જ્યારે હસ્તિનાપુરના રાજાને કોઇની સાથે લડાઇમાં ઉતરવું પડતું ત્યારે તે હિરણ્યધેનુની મદદ માગતો.

તે એની મદદે પોતાના કઠિઆરાઓનું લશ્કર લઇ જતો અને રાજાના પક્ષમાં રહી લડતો. એકલવ્ય, જે પેલો મોટો છોકરો, તે હિરણ્યધેનુનો દીકરો હતો.

મણીગૌરી—ભાઇ, એ છોકરો કેવો બહાદુર અને ડાહ્યો હતો? કેવો જબરો ને મોટા મનનો હતો!

બચુ—હા, બા, ખરેખર! પછી આગળ કહે.

૩

મણીગૌરી—જો, ભાઇ, જેવું ઝાડ તેવું તેનું ફળ. હિરણ્યધેનુ જેવો હતો તેવોજ તેનો પુત્ર એકલવ્ય હતો. બધા કઠિઆરા કહેતા કે એકલવ્ય એના બાપના જેવો મહાન યોદ્ધો થશે. એ સારો સરદાર થશે; આપણે બધા એના હાથ નીચે સુખી થઇશું. એકલવ્ય બહાદુર છોકરો હતો. ઘણો જલદીથી શિકાર કરતાં એ શીખી ગયો. એક હરણની પેઠે એ ચપળતાથી દોડતો, બિલાડીની માફક ઝાડ ઉપર ચઢી જતો, અને સારી રીતે કૂદી શકતો. કઠિઆરાના છોકરા તેને પોતાનો નાયક કહેતા. એકલવ્ય તેમની સાથે પક્ષીઓ અને જાનવરોનો શિકાર કરવા જંગલમાં જતો. છોકરા છોકરીઓને તે તીરકામઠાં વતી શિકાર કરવાનું શીખવતો, તે બીતો નહિ, મોટા જંગલમાં જ્યાં બીજું કોઇ છોકરૂં જવાની હિંમત કરી શકતું નહિ ત્યાં એ જતો. દરરોજ તે પોતાનાં તીરકામઠાં લઇ જંગલમાં જતો. વખત જતાં એ ઘણું શીખી ગયો. દોડતા હરણને એ પોતાના ભાલા અથવા તીરથી મારી શકતો, તેજ પ્રમાણે ઊડતાં પક્ષીને પણ પાડી શકતો.

 

એક દિવસ જંગલમાં એ ઘણે દૂર નીકળી ગયો હતો, તે વખતે એકદમ એના રસ્તામાં એક ચિત્તો આવીને ઉભો. એ ક્રૂર જાનવર એની ઉપર તૂટી પડવાની તૈયારીમાં હતું પણ એ જરા પણ ડગ્યો નહિ, કે દોડી પણ ગયો નહિ. પરંતુ શાંતિ અને ચાલાકીથી એણે એક તીર માર્યું, તે જાનવરની બે આંખોની વચમાં બરાબર વાગ્યું. આથી તે એકદમ હવામાં ઉછળ્યો અને પ્રભુશરણ થઇ નીચે પડ્યો.

એકલવ્ય હમેશાં શીખવામાં જિજ્ઞાસુ હતો, તો પણ વિશેષ શીખવાની જિજ્ઞાસા રાખતો. એના બાપ પાસે એક દિવસ એણે જઇ કહ્યું, કે બાપા, મારે વધારે શીખવું છે.

હિરણ્યધેનુએ કહ્યું કે ભાઇ! જેટલું મને આવડે છે તેટલું તો મેં તને શીખવી દીધું. હું એથી વિશેષ જાણતો નથી. તારે જો વધારે શીખવું હોય તો દ્રોણાચાર્ય પાસે જવું જોઈએ; એ સમર્થ યોદ્ધા છે. મને આવડે છે તે કરતાં એ વિશેષ જાણે છે. તે દિવસથી એકલવ્ય દ્રોણનાજ વિચારમાં પડ્યો. એક દિવસ એણે સાંભળ્યું કે દ્રોણ હસ્તિનાપુરમાં છે, અને હસ્તિનાપુરના રાજકુંવરોને તે મૃગયા અને યુદ્ધકળા શીખવે છે. આ સાંભળી એકલવ્ય ઘણા આનંદમાં આવી ગયો.

મણીગૌરી—બેટા, તું પણ ભણવામાં એવી કાળજી રાખજે હો!

બચુ—બા! મને નિશાળમાં બહુ ગમે છે, અને હું ભણીગણી ક્યારે મારા બાપા જેવો થાઉં એમ થાય છે.

મણીગૌરી—બચુભાઇ? હવે હું તને એ મહાન બ્રાહ્મણ યોદ્ધા દ્રોણાચાર્ય વિષે કંઇક કહું.

ભારદ્વાજ કરીને એક મહાન્ ઋષિ હતા; તે એક સુજ્ઞ અને પવિત્ર મહાત્મા હતા.

ગંગા નદીના કિનારા ઉપર એક નાની ઝુંપડીમાં તેઓ રહેતા હતા. તે વળી એક મહાન ગુરુ પણ હતા; એમની પાસે નજીકના તેમજ ઘણે દૂરના શિષ્યો અભ્યાસ માટે આવતા.

દ્રોણ એ ભારદ્વાજના પુત્ર હતા. પાંચાળ દેશના રાજાએ પોતાના પુત્રને ભારદ્વાજ પાસે ભણવા મૂકયો હતો. તે કુંવરનું નામ દ્રુપદ હતું. કુંવર દ્રુપદ અને દ્રોણ વચ્ચે ગાઢ મિત્રાચારી થઈ હતી.

ત બંને સાથે વાંચતા, સાથે જમતા, સાથે સૂતા તથા બધું સાથેજ કરતા. ઘણુંખરૂં તે બન્ને સાથેજ રહેતા.

લોકો કહેતા કે એ બે એક ડાળી ઉપરનાં બે સુંદર પુષ્પો જેવા હતા, અને બધા એમ માનતા કે તેઓ હંમેશ દૃઢ મિત્ર થઈ રહેશે. થોડાં વર્ષ અભ્યાસ કર્યા પછી કુંવર દ્રુપદ ઘેર ગયો. દ્રોણે પોતાનો અભ્યાસ પુરો કર્યો અને તે એક સમર્થ પંડિત થયો, ને કૃપાચાર્યની બેન સાથે તે પરણ્યો.

કૃપાચાર્ય હસ્તિનાપુરના કુંવરોના ગુરુ હતા. વખત જતાં એક મહાન્ પંડિત તરીકેની દ્રોણની કીર્તિ ચારે તરફ

ફેલાઇ. દૂરદૂરના શિષ્યો એમની પાસે આવતા. દ્રોણની અવસ્થા ગરીબ હતી. પોતાના શિષ્યોનું એ પોષણ કરી શકતા નહિ, અને તેથી ઘણા શિષ્યોને જતું રહેવું પડતું.

દ્રોણે એક દિવસ સાંભળ્યું કે ભૃગુ ઋષિના પુત્ર પરશુરામ પોતાની સઘળી દોલત ગરીબોને આપી દે છે. તેમણે પોતે મન સાથે વિચાર કર્યો કે હું પરશુરામ પાસે જાઉં અને તેમની પાસે કંઇક દ્રવ્યની યાચના કરૂં. એ વિચારે પોતે પગપાળા ચાલતા નીકળી પડયા.

ઘણાં અઠવાડીઆંની મુસાફરી પછી આખરે પોતે મંદાર પર્વત પર આવી પહોંચ્યા. પરશુરામ ત્યાં રહેતા હતા. દ્રોણે પરશુરામને કહ્યું કે ઓ સમર્થ યોદ્ધા, હું ઘણો ગરીબ છું, મારા શિષ્યોનું હું પાલન કરી શકતો નથી, મને આપના દ્રવ્યમાંથી કંઇક આપો.

પરશુરામે કહ્યું કે હે પંડિત! હું ઘણોજ દિલગીર છું; મેં મારૂં સર્વસ્વ આપી દીધું છે. મારૂં ધનુષ્ય અને બાણના ભાથા સિવાય મારી પાસે હવે કંઇ નથી. એ હું તમને આપું છું. પરશુરામે કહ્યું કે અરે! પંડિત! જ્ઞાનનો તિરસ્કાર કરશો નહિ, હું તમને મારૂં મોટું ધનુષ્ય અને બાણના ભાથા ઉપરાંત એક મોટી કળા શીખવું છું, એથી તમે ઘણી ખ્યાતિ મેળવશો. વળી લોકો એમ નથી કહેતા કે બ્રાહ્મણના બાળકને સઘળી તરેહનું જ્ઞાન શ્રેયસ્કર છે? દ્રોણે કહ્યું કે ખરૂં છે. ત્યારે હું તે ગ્રહણ કરૂં છું.

પછી પરશુરામે એક મંત્ર દ્રોણને આપી તે સાથે ધનુષ્ય અને બાણનો ભાથો પણ આપી દીધો. તે દિવસથી

દ્રોણ એક પ્રખ્યાત બાણાવળી થઈ ગયા. તેમની ખ્યાતિ દૂરદૂરના દેશો સુધી પ્રસરી ગઈ, અને હવે તેઓ દ્રોણાચાર્ય કહેવાયા.

પણ આથી દ્રોણ પાસે કંઈ લક્ષ્મી તો આવી નહિ. એક દહાડો એમને પોતાનો જુનો મિત્ર દ્રુપદ સાંભર્યો. તેમણે વિચાર કર્યો કે હું દ્રુપદ પાસે જાઉં. એ હવે રાજા થયો છે, અને જરૂર મને મદદ કરશે. આવો નિશ્ચય કરી પોતે પાંચાલ દેશ ગયા.

રાજા દ્રુપદ દરબારમાં બેઠા છે; પ્રધાનો અને અમીર ઉમરાવો તેની ગાદીની આસપાસ ઉભા છે. દ્રોણાચાર્ય દરબારમાં પેઠા.

પોતાના આખા શરીરે ધૂળધૂળ થઈ રહી હતી, ચીંથરેહાલ પહેરવેશ હતો, અને પોતે ઘણાજ થાકેલા જણાતા હતા. પોતે એક સ્મિત કરીને રાજાને કહ્યું કે મિત્ર દ્રુપદ ! આપણે બન્ને એક વખત સહાધ્યાયી હતા તે તમને યાદ આવતું નથી ? તમે હવે રાજા છો, અને હું ઘણો દરિદ્ર છું; હું મારા શિષ્યોનું પાલન કરી શકતો નથી, તમે મને કંઇ દ્રવ્યની મદદ આપશો ?

રાજા દ્રુપદ બોલ્યા કે તમે એકદમ ચાલ્યા જાઓ. હું તમને ઓળખતો નથી. એકદમ સૈનિકોએ દ્રોણને પકડી દરબાર મંદિરની બહાર કાઢયા. આથી દ્રોણને ઘણો ક્રોધ ચઢયો. તે ધ્રૂજી પડયા. આંખોમાંથી દડદડ આંસુ પડયાં. તે

બોલી ઉઠયા કે આ મારૂં કેવું અપમાન? ઓ! પ્રભુ! હું પ્રતિજ્ઞા લઇને કહું છું કે હું આનું વેર લઇશ, અને એનો જીવ લઇશ.

દ્રોણુ ઘણા ક્રોધથી પાછા ઘેર ચાલ્યા. થોડા વખત પછી એમનો ક્રોધ શમ્યો, ત્યારે પોતે મન સાથે કહેવા લાગ્યા કે હું પોતે કેવો મૂર્ખ! બ્રાહ્મણને ક્રોધ કરવો અને પ્રતિજ્ઞા લેવી ઉચિત નથી. મારા એક મિત્રનો જીવ લેવાની પ્રતિજ્ઞા કરવાનો વિચાર સરખો પણ કરવો એ કેવી શરમની વાત છે?

દ્રોણુ ઉદાસ થઈ ગયા. તેમણે વિચાર કર્યો કે પ્રભુ આગળ મેં પ્રતિજ્ઞા તો લીધી, મારે તે પાળવી તો જોઇએ. એમાં કંઇ ચાલે તો નહિ. પણ દ્રુપદનો મારા હાથે ઘાત કરીશ નહિ. હું મારા કોઇપણ શિષ્ય પાસે તે કરાવીશ. જ્યારે ઘેર આવ્યા ત્યારે દ્રોણે પોતાની શાળા ઉઠાડી મૂકી, અને બધા શિષ્યોને વિદાય કર્યા. પોતે હસ્તિનાપુર ગયા અને પોતાના સાળા કૃપાચાર્ય સાથે રહ્યા.

મણીગૌરી—દીકરા, બચુ! તું શું સમજ્યો? પોતાના સહાધ્યાયી મિત્રનું આવી રીતે અપમાન કરવું નહિ; તે મદદ માગવા આવે તો આપણી શક્તિ પ્રમાણે મદદ કરવી. વળી આપણી શક્તિ ન હોય તો નમ્રતાપૂર્વક તેનો આદર-સત્કાર કરી દીલગીરી દર્શાવી વિદાય કરવો.

૫

દ્રોણાચાર્યના આવવાથી કૃપાચાર્ય ઘણા ખુશી થયા. એક દિવસ તે તેમને રાજા પાસે લઈ ગયા. રાજાએ દ્રોણને કહ્યું કે હે! સમર્થ પંડિત યોદ્ધા! ધનુર્વિદ્યાનું રહસ્ય તમે જાણો છો? કૃપા કરી મારા કુંવરોને તે ન શીખવો? દ્રોણે કહ્યું કે રાજાજી! ઘણી ખુશીથી હું શીખવીશ. બીજે દિવસે દ્રોણ પાસે કુંવરો આવ્યા અને બોલ્યા કે ગુરુજી! અમને ધનુર્વિદ્યા શીખવો. દ્રોણ બોલ્યા, દીકરાઓ! ઘણી ખુશીથી હું શીખવીશ. પણ સાંભળો, મેં એક મહાન્ પ્રતિજ્ઞા કરી છે. તે પાળવામાં તમારામાંથી મને કોણ મદદ કરશે? કુંવરોએ પૂછ્યું, ગુરુજી! એ પ્રતિજ્ઞા શી છે, તે અમને કહો. દ્રોણે કહ્યું કે જાણ્યા સિવાય તમારામાંથી મને કોણ મદદ કરશો? બધા કુંવરો સ્તબ્ધ થઇ ગયા, પણ અર્જુન આવ્યો ને બોલ્યો કે ગુરુજી તમારી પ્રતિજ્ઞા જાણ્યા સિવાય તે પળાવવામાં હું મદદ કરીશ.

દ્રોણ ખુશી થઇ બોલ્યા કે બેટા! ભારતવર્ષમાં હું તને એક સમર્થ યોદ્ધો બનાવીશ. હું ( દ્રોણાચાર્ય ) તને વચન આપું છું.

બચુ—બા, ત્યારે તો અર્જુન જબરો નીકળ્યો.

કુંવરો રમતો શીખવા લાગ્યા. દરરોજ સવારમાં શિકાર, ઘોડેસવારી, દોડવું, કૂદવું તથા કુસ્તી શીખવા લાગ્યાં. દરેકને મોટો યોદ્ધો થવાની ઈચ્છા હતી, અને તે

માટે દરેક જણ બહુ મહેનત કરતો. દ્રોણ તેમને તેમના કામમાં મદદ કરતા.

દ્રોણ પોતાનું વચન ભૂલ્યા ન હતા. અર્જુનને બધા કરતાં વિશેષ શીખવ્યું. એ બે જણ એકલા હોય ત્યારે અર્જુનને વિધવિધ રહસ્યો સમજાવતા. બધામાં અર્જુન ઉપર તેની પ્રીતિ વધી. અર્જુન પણ જલદી શીખી ગયો.

વખત જતાં દેશમાં એ મોટો બાણાવળી થઈ પડયો અને બાણથી એ અદ્ભુત કાર્ય કરી શકતો.

એક દિવસ દ્રોણે કહ્યું કે આવો, દીકરાઓ, તમે બધા શું શીખ્યા તે મને આજે જોવાની ઇચ્છા થઈ છે. હું તમારી પરીક્ષા લઉં. દ્રોણે છ ફુટ ઉંચો થાંભલો દાટયો. અને એ થાંભલા ઉપર લાકડાનો એક નાનો પોપટ બનાવી મૂકયો. એ થાંભલાથી પંદર ડગલાં દૂર તેવડોજ બીજો થાંભલો દાટયો, અને તેની ઉપર એક નાનું લોઢાનું કડું ગોઠવ્યું પહેલા થાંભલાથી સો ડગલાં દૂર કુંવરોને ઉભા રહેવાનું હતું, અને ત્યાંથી પેલા લાકડાના પોપટને મારી લોઢાના કડાની અંદર થઈને દરેક બાણને નીચે પાડવાનું હતું. આ કસોટી હતી, દ્રોણે કહ્યું કે હવે ચાલો દીકરાઓ મને જોવા દો કે પોપટને કોણ મારી શકે છે. બધા આતુરતાથી યત્ન કરવા તૈયાર થયા. ભીમે પહેલ કરી. એનું બાણ નિશાનથી ઘણું આઘું જતું રહ્યું. દ્રોણે કહ્યું કે દિકરા ભીમ ! તું બાણના કામમાં સારો થઇ શકવાનો નથી; તારામાં તાકવાની શક્તિ નથી. તારે તો ગદા કે જે તું

સારી રીતે ફેરવી શકે છે, તેનેજ વળગી રહેવું. ચાલો હવે બીજો કોણ આવે છે?

બધાએ પ્રયત્ન કરી જોયો, પણ પેલા લાકડાના પોપટને કોઇ મારી શક્યું નહિ. છેવટે અર્જુને પણ પ્રયત્ન કરી જોયો, અને એ પણ નિષ્ફળ ગયો,

દ્રોણે કહ્યું, દીકરાઓ! તમે બધા શાથી નિષ્ફળ ગયા તે તમે જાણ્યું? પાછળથી એક અવાજ આવ્યો, કે હવા હવા! હવાની કોઇએ ગણત્રી કે વિચાર કર્યોજ નહિ.

દરેક જણે પાછળ ફરી જોયું તો તેમણે હાથમાં ધનુષ્ય અને ખભા ઉપર બાણનો ભાથો લીધેલો એવા એક અજાણ્યા છોકરાને જોયો, દ્રોણે કહ્યું કે છોકરા? તારૂં કહેવું ખરૂં છે, પણ તું કોણ છે? તે અજાણ્યા છોકરાએ કહ્યું, કે હું હિરણ્યધેનુનો દીકરો એકલવ્ય છું, મહારાજ!

દ્રોણે પૂછ્યું, છોકરા? તું એ લાકડાના પોપટને મારી શકીશ.

એકલવ્ય કહે, મને પ્રયત્ન કરી જોવા દો.

એકલવ્યે ધનુષ્ય ખેંચ્યું પોતના ભાથામાંથી એક બાણ કાઢ્યું, તે પસંદ કરેલું બાણ ઘણી કાળજીથી તાકીને માર્યું. તેનું બાણ પેલા લોખંડના કડામાં થઇને લાકડાના પોપટને પાડી આવ્યું. દ્રોણ તથા બધા કુંવરો બોલી ઉઠયા શાબાશ! શાબાશ! શાબાશ!

એકલવ્ય બોલી ઉઠયો મહારાજ થોડું ઘણું હું આ કામ શીખ્યો છું, પરંતુ મારે વધારે શીખવું છે. ક્ષત્રિયના

કુંવરોની માફક મારે એક મહાન યોદ્ધો થવાની ઇચ્છા છે.

આ કામમાં આપના કરતાં કોઇ વિશેષ પ્રવીણ નથી. આપ મને કૃપા કરીને શિષ્ય તરીકે રાખશો ?

દ્રોણે મનમાં વિચાર કર્યો, કે હું એને શિષ્ય તરીકે રાખું તો અર્જુન કરતાં એ વધારે શીખી જશે; પણ અર્જુનને મહાન યોદ્ધો બનાવવાનું વચન આપ્યું છે; તેથી હું એને શિષ્ય કરી શકું નહિ. કેવો મજાનો શિષ્ય થઈ શકે એવો છોકરો છે ?

દ્રોણે આવો વિચાર કહ્યું કે એકલવ્ય, હું ઘણો દીલગીર છું કે તને શિષ્ય તરીકે ગ્રહણ કરી શકતો નથી.

મેં વચન આપ્યું છે, અને તે મારે પાળવું જોઇએ.

એકલવ્યે કહ્યું કે મહારાજ, મેં તો આપને ગુરુજી કહ્યા, તેથી આપ મારા ગુરુજ છો. કૃપા કરીને મને શિષ્ય તરીકે ગ્રહણ કરો.

દ્રોણે કહ્યું કે એકલવ્ય એમ ન થઇ શકે. તું સમજે છે કે મારે મારૂં વચન પાળવું જોઇએ. એકલવ્ય બોલ્યો કે ખરે આપ નહિ ગ્રહણ કરો તોએ આપ મારા ગુરુજ છો. મને આપની આશિષ આપો. દ્રોણે કહ્યું . હું તને શુદ્ધ અંતઃકરણથી આશિષ દઉં છું. પછી નિરાશ થઇ એકલવ્ય ત્યાંથી નીકળ્યો.

બચુ—બા ? ગરીબ બિચારો એકલવ્ય ? એને દ્રોણ ગુરુએ નિરાશ કર્યો એ સારૂં કહેવાય કે ?

મણીગૌરી—બેટા એમાં ગુરુ શું કરે? મહાપુરુષો વચનભંગ થતા નથી; અને એક મ્યાનમાં બે તરવારો—અર્જુન અને એકલવ્ય શી રીતે રહી શકે?

બચુ—એ વાત પણ ખરી.

૭

દીકરા; બચુ! એ વાતને કેટલાંક વર્ષ વીતી ગયા પછી એક દિવસ પ્રભાતમાં હસ્તિનાપુરના કુંવરો મૃગયા રમવા નીકળ્યા. તેઓ હાથી ઘોડા ઉપર બેઠેલા હતા. તેમની સાથે શિકારી કુતરા હતા; તેઓ શિકારની શોધમાં આમ તેમ લાંબો વખત ભટકયા.

એકાએક તેમના કુતરાઓએ મોટેથી ભસવા માંડયું. શું તેમને શિકારની ગંધ આવી હસે! ના. કુંવરો થોડે દૂર ગયા અને કુતરાઓના ભસવાનું કારણ તેમણે શોધી કાઢયું.

તેમણે એક મોટું ઝાડ જોયું. તે ઝાડ નીચે એક જંગલી છોકરો બેઠો હતો, તેની પાસે એક ધનુષ્ય અને બાણનો ભાથો હતો. તેની આંખો બંધ હતી. તે શાંતિથી પ્રાર્થના કરતો હતો.

તે કોની પ્રાર્થના કરતો હતો? એની આગળ એક માટીની મૂર્તિ હતી. તેના પગ આગળ બેઠો બેઠો પ્રાર્થના કરતો હતો. એ કોની મૂતિ હતી? એ મૂર્તિ દ્રોણાચાર્યની હતી. કુતરાઓ એ વિચિત્ર છોકરાને જોઇ ભસવા લાગ્યા હતા એથી એની શાંત પ્રાર્થનામાં ભંગ પડયો હતો.



એકલવ્યની ગુરુદક્ષિણા.

આથી એ ઘણો ગુસ્સે થયો, અને ઉભો થઇ કુતારાઓ તરફ સુસવાટા બંધ એક પછી એક તીર છોડવા લાગ્યો.

પછી એક વિચિત્ર બનાવ બન્યો એ શું હતું? તું એમ ધારે છે કે કુતરાઓ મરાયા? નહિ! નહિ! ફક્ત કુતરાઓના અવાજજ બંધ થઇ ગયા, તેઓ વધારે વખત ભસી શકયા નહિ. તેઓ પોતાના મોં ઉઘાડે પણ અવાજ નીકળે નહિ.

આથી કુંવરોને ઘણું આશ્ચર્ય થયું ધનુર્વિદ્યા જાણનારનો આ એક અદ્દભુત પ્રયોગ હતો. અર્જુન પણ એ કરી શકતો નહિ. તેઓએ તેને પૂછયું કે આ તરેહનું બાણ મારતાં તું કયાં શીખ્યો? અને ત્હારો ગુરૂ કોણ?

છોકરાએ કહ્યું કે મારા ગુરુ? કેમ મારા ગુરુ આ બેઠા.

પેલી માટીની મૂર્તિ તરફ આંગળી કરી કહ્યું કે હું આમની પાસેથી આ બધું શીખ્યો.

કુંવરોએ આશ્ચર્યથી કહ્યું કે એ કોણ છે? છોકરાએ કહ્યું કે કેમ? તમે તેને નથી ઓળખતા? તમે હસ્તિનાપુરના કુંવરો છો, તમે તમારા ગુરુને નથી ઓળખતા? તમારા ગુરુ એજ મારા ગુરુ છે. તે મહાન ગુરુ દ્રોણાચાર્ય છે.

મણીગૌરી—જોયું! બચુ! આ છોકરો એકલવ્યજ હતો. તેને ગુરૂએ શિષ્ય ન કર્યો છતાં તેણે તો દ્રોણને ગુરૂ

તરીકે સ્થાપી, તેમની મૂર્તિની ગુરૂરૂપે ભક્તિ કરી આટલી વિદ્યા સંપાદન કરી. ગુરુભક્તિનો કેટલો બધો પ્રતાપ! બેટા?

૮

કુંવરો ત્યાંથી સીધા દ્રોણુને ઝુંપડે ગયા. તેઓ સઘળા બોલી ઉઠયા કે ગુરુજી, ગુરુજી, અરણ્યમાં અમે તો એક અદ્ભુત કામ જોયું. દ્રોણે પૂછયું કે હું આશાં રાખું છું કે એથી તમને કોઇને કંઇ નુકશાન થયું નહિ હોય.

એકે કહ્યું કે મહારાજ! કેમ નહિ? બીજાએ કહ્યું કે મહારાજ! અમે તો ધનુર્વિદ્યામાં કંઇજ જાણુતા નથી.

અર્જુને કહ્યું કે એજ જંગલી છોકરાએ અમને હરાવ્યા, અને તમે તો મને દેશમાં એક બાણુાવળી તરીકે થવાનું વચન આપ્યું હતુ? એક બીજા કુંવરે કહ્યું કે એ છોકરો કહે છે કે તમે એના ગુરુ છો, અને તમારી પાસેથી એ બધું શીખ્યો. બીજાએ કહ્યું કે જુઓ કુતરાઓ મર્યા નહિ પણ થોડા વખતને માટે મુંગાજ કરી દીધા દ્રોણે સ્મિત કરીને કહ્યું કે દીકરાઓ! તમે કેમ ભૂલો છો કે આમાંનું હું કંઇ પણ જાણતો નથી. ધર્મે એ સઘળી બનાવની હકીકત ગુરુને કહી.

બધી હકીકત સાંભળી ગુરુએ કહ્યું કે ખરેખર! વિચિત્ર! ચાલો દીકરાઓ, હું આ તમારા જંગલી વીરને જોઉં તો ખરો?

૯

ભચુભાઈ, પછી તો પેલા જંગલી છોકરાએ દ્રોણ ગુરુને આવતા જોયા. એ ઘણા આનંદથી દોડયો અને ગુરુને પગે પડયો. એ બોલી ઉઠયો કે ગુરુજી, ગુરુજી, આપ પધાર્યા તે માટે હું આપનો ઘણોજ આભાર માનું છું. આપની આ મમતા માટે હું આપનો ઋણી છું. મને આ એક કેવું માન! હું ઘણોજ પ્રસન્ન થયો.

દ્રોણે કહ્યું કે છોકરા, તું મને ગુરુ કહે છે, પણ મેં તને કદી જોયો હોય એમ યાદ નથી. તારૂં નામ શું? છોકરાએ કહ્યું કે હું હિરણ્યધેનુનો દીકરો એકલવ્ય છું. ગુરુજી, દેશમાં સઘળે તમારા ઘણા શિષ્યો છે. આપને એકલવ્ય યાદ નજ આવે. ઘણા વખત ઉપર હસ્તિનાપુર હું આપનો શિષ્ય થવા આવ્યો હતો. આપે મને રાખ્યો નહિ. આપના સિવાય બીજા કોઈને મારે ગુરુ કરવાની ઇચ્છા ન હતી. મેં આપને ગુરુ કહ્યા પછી હું બીજાને ગુરુ કેમ કરી શકું?

તે વખતે મને એવી ખબર ન હતી કે આવી વિચિત્ર રીતે મને ઉપદેશ આપવાની આપની ઇચ્છા હશે. હું હસ્તિનાપુરથી ચાલ્યો આવ્યો. અને આપની આ માટીની મૂર્તિ બનાવી એક સારો ધનુર્ધારી થવાને માટે રોજ મૂર્તિની પૂજા અને પ્રાર્થના કરવા માંડી જેમ જેમ મારી પ્રાર્થના થઇ ગઇ તેમ તેમ તેમ મને જ્ઞાન થતું ગયું. પછી આ અરણ્યમાં મેં બહુ મહેનત કરી. થોડા વખતમાં હું ઘણુંજ શીખી ગયો. અને તે બધો આપનોજ પ્રતાપ! ગુરુજી, ખરેખર

હું આપનો ઘણોજ આભારી છું. દ્રોણે વિચાર કર્યો કે કેવો અદ્દભુત છોકરો! પૃથ્વી ઉપર એની જોડ મળવી મુશ્કેલ છે. અર્જુન પણ એની બરાબરી નહિ કરી શકે. અર્જુનને એ મહાત કરશે એ ચોક્કસ વાત છે. પછી ભારતવર્ષમાં અર્જુનને મહાન યોદ્ધો બનાવવા આપેલા વચનનો દ્રોણને વિચાર આવ્યો. એકલવ્ય એ વચનભંગ કરશે એમ નિશ્ચય લાગ્યું. હવે પોતે શું કરે? વચન શી રીતે પળાશે? પાળવું તો ખરૂં. પોતે થોડા વખત સુધી બહુ ઉંડા વિચારમાં પડયા પછી પોતે બોલ્યા કે એકલવ્ય, તું મને ગુરુ કહે છે. બહુ સારૂં, ત્યારે તારે મને ગુરુદક્ષિણા આપવી જોઇએ. એકલવ્ય બોલ્યો, આપને તે જરૂર આપું. આપને શાની ઈચ્છા છે? દ્રોણે કહ્યું કે તું મને તારા જમણા હાથનો અંગુઠો આપી દે. તું જાણે છે કે જમણા હાથના અંગુઠા સિવાય ધનુર્ધારી પણ સારી પેઠે ધનુષ્ય ખેંચી શકે નહી. એકલવ્ય હસીને બોલ્યો કે, ગુરુજી, એમાં તમે શું માગ્યું? તરવારથી તેજ વખત તેણે પોતાનો અંગુઠો કાપી ગુરુના ચરણાર્વિંદમાં સાષ્ટાંગ દંડવત પ્રણામ કરી અર્પણ કર્યો.

બચુ—બા, બિચારો એકલવ્ય, એની મને ઘણી દયા આવે છે. એ અંગુઠા વગર શું કરશે?

મણીગૌરી—એમાં એણે ગુરુ વચન માથે ચઢાવી પોતાના હૃદયની કેટલી ઉતારતા દર્શાવી છે! તે અંગુઠો જવા છતાં આવી પવિત્ર ભાવનાથી વર્તનારને પ્રભુ અતુલ બળ આપી પાછો બીજે રસ્તે પણ સમર્થ બનાવે છે. અસ્તુ!

શાન્તિ, શાન્તિ, શાન્તિ.



# ધ્રુવની વાત.

૧

ઉનાળાની એક રાતે ઘણો ઉકળાટ હોવાથી મણીગૌરી તથા નાનો બચુ પોતાના પરની અગાસીમાં બેઠાં હતાં. રાત અંધારી હતી, પરંતુ આકાશ અસંખ્ય તારાઓથી ઝમમગી રહ્યું હતું. આકાશ સામે જોઇ નાનો બચુ બોલી ઊઠયો, કે આ આ તારા કેવા શોભે છે! પરમેશ્વરે આ બધું કેવું મઝાનું બનાવ્યું છે.! તારાઓમાં કેટલાક નાના તથા કેટલાક મોટા અને ઘણા તેજવાળા જણાય છે. મણી-ગૌરીએ કહ્યું, બેટા, કેટલાક જે ઘણો પ્રકાશ આપી રહ્યા છે; તેને ગ્રહો કહે છે. તે કેટલાક પુણ્યશાળી અને પવિત્ર મહાત્માઓના અમર સ્વરૂપને ઓળખાવે છે, અને તેમાંનો એક ગ્રહ જેને ધ્રુવનો તારો કહે છે, તેની કથા હું તને કહું તે સાંભળ.

ઉત્તાનપાદ નામે ઘણો સારો રાજા હતો. તેની પ્રજા સુખી અને સંતોષી હતી. માણસો મહેનત મજુરી

કરી સંતોષથી રહેતાં. રાજા ન્યાયી હોવાથી તેઓ સઘળાં તેને બહુજ ચહાતાં. તેના ન્યાયાધીશો પણ ન્યાયી હતા અને તેથી લોકો ઘણા સુખી હતા.

એક વખત રાજા એક ગરીબ માણુસનો વેશ લઈ શહેરમાં ફરવા નીકળી પડયો લોકો શી વાતો કરતા તે તેણે સાંભળ્યું, અને કોણ ગરીબ તથા દુ:ખી હતાં તે તેના જાણવામાં આવ્યું કોણ કોને હેરાન કરતું હતું, અને કોણ કોણ દયાળુ હતું તેની પણ તેને ખબર પડી. પછી રાજા ઘેર ગયો, અને જે લોકો બીજાઓને હેરાન કરતા હતા તથા દુ:ખ દેતા હતા, તેમને પોતાના સેવક મોકલી બોલાવી મંગાવ્યા. તે માણસોને બીકલાગી. રાજાએ તેમને કહ્યું કે તમે બીજાઓ પ્રત્યે દયાભાવથી વર્તતા નથી, તો હું તમારા તરફ દયાભાવ નહિ રાખું. તમે ન્યાયથી વર્તતા નથી, તો હું તમારા તરફ ન્યાયથી નહિ વર્તું. આ મેં તમને એક વખત કહી દીધું, હું હવે ફરી વાર નહિ કહું. જો તમે મારા કહેવા પ્રમાણે નહિ વર્તો તો હું તમને દેશ-પાર કરીશ. રાજા ઉત્તાનપાદ પરણ્યો તેની રાણીનું નામ સુનીતિ હતું. તે ઘણીજ સુંદર હતી, અને રાજાને ઘણીજ વહાલી હતી. રાણી પોતે ઘણીજ ભલી હતી. તે દુ:ખી દરિદ્રીઓની મુલાકાત લેતી. તે માંદી સ્ત્રીઓની મુલાકાત લેતી. અને તેમને ખોરાક તથા ફળ વગેરે મોકલતી.

બચુ—ત્યારે તો બા, રાજા અને રાણી બન્ને ભલાં હતાં.

મણીગૌરી—હા, દીકરા ઘણું જ સારૂં જોડું હતું.

૨

આ પ્રમાણે તે જોડું બધી વાતે સારૂં તથા સુખી હોવા છતાં એક વાતે તે રાજારાણી દુ:ખી હતાં; કારણ કે તેમને કાંઇ પણ સંતાન ન હતું. હસતાં રમતાં બચ્ચાં વિના તેમનો મહેલ સુનો હતો, તથા તેની આસપાસનો બગીચો પણ કલ્લોલ કરતાં બાળકો વગર નિસ્તેજ હતો. રાજા ઉત્તાનપાદના અવસાન પછી રાજા થવા માટે ગાદીનો વારસ ન હતો. શહેરના લોકો પણ ઉદાસ રહેતા. તેઓ કહેતા કે રાજા ઉત્તાનપાદ ઘણો ભલો રાજા છે, પણ એની પાછળ કોણ ગાદીએ આવશે ! વળી કોઈ અન્યાયી અને નઠારો રાજા થશે. આપણા રાજાને પુત્ર નથી એ ઘણી કમનસીબી છે.

એક વખત રાણી પોતાના ઓરડામાં બેઠી હતી. સંગેમરમરનો બનાવેલો ઘણો સુંદર ઓરડો હતો. ઓરડાની વચમાં સ્વચ્છ પાણીનો એક નાનો હોજ હતો. તે પાણીમાં કમળ ઊગ્યાં હતાં. પાણી કાચ જેવુ સ્વચ્છ હતું. રાણીએ હોજ પરની બાજુ ઉપર બેસી પોતાનું પ્રતિબિંબ પાણીમાં જોયું. તેણે જોયું કે એક વખત પોતે જેવી જુવાન હતી તેવી હવે નથી. પ્રૌઢાવસ્થાનાં સઘળાં ચિન્હો તેના ચહેરા ઉપર આવવા માંડયાં હતાં. તે બોલી ઉઠી કે હવે મારી અવસ્થા થવા આવી અને પહેલાંના જેવી હું જુવાન અને ખુબસુરત નથી. અરે ! મારે કુંવર થયો નહિ. રાજા ઉતા-

નપાદ જ્યાં રાણી બેઠી હતી ત્યાં આવ્યા, અને બોલ્યા કે તું હોજની બાજુએ આમ ઉદાસ થઈ કેમ બેઠી છે? તારા વદન ઉપર આટલી દીલગીરી કેમ જણાય છે? તું મારી રાણી છે અને મને ઘણીજ વહાલી છે. તારે ઉદાસ અને દીલગીર રહેવાનું કંઇ કારણ નથી. રાણી બોલી કે અરે ! રાજા તમે મને ઘણા પ્રિય છો, તેમ તમારી રૈયત પણ મને પ્રિય છે. એક રાજા એ રૈયતનો સેવક છે અને રાણી એ રાજાની સેવિકા છે. તમારી રૈયત કહે તે કે રાણી ઘણી ભલી હોવા ઉપરાંત દુઃખીને દિલાસો તથા માંદાંની ખબર રાખી, તેમને જરૂર વસ્તુઓ પુરી પાડે છે. એવી દયાળુ રાણીને પ્રભુએ કુંવર કેમ નથી આપ્યો? એની માયા મમતાના ઘણા દાખલા આપણને મળે છે, છતાં એને સંતાન થતું નથી. રાજાના અવસાન પછી કોણ ગાદીએ આવશે? ઓ! મારા પ્રભુ, આપ બીજી રાણી પરણો. એને પ્રથમ પદ આપો. જુવાનબાળા જોઇને લાવો, કારણ કે હું હવે આધેડ ઉંમરની થઇ છું અને મારા ચહેરા ઉપર પ્રૌઢાવસ્થાનાં ચિન્હો આવી ગયાં છે. તે જુવાન રાણીને સંતાન થશે, અને તેટલા માટે હું આપને બીજી રાણી કરવા વિનંતિ કરૂં છું.

માણીગૌરી—જોયું, બચુભાઇ! કેવી ભલી બાઇ! પોતાના ઉપર શોકય લાવવા તૈયાર થઇ! પરંતુ તે શા માટે? પોતાના સ્વામીના હિતને માટે. આ સમયની કેટલી સ્ત્રીઓ આવી ઉદારતા દર્શાવવાને તૈયાર થશે કે?

૩

પછી, ભાઈ! રાજાએ શું કહ્યું, તે જો. રાજાએ કહ્યું કે અહો! વહાલી સુનીતિ, જ્યાં બે સ્ત્રીઓ થઇ ત્યાં પ્રેમ રહેતોજ નથી. બન્ને એક બીજાનો દ્વેષ કરે છે અને તેમને એક બીજા સાથે બનતું નથી, ને કુસંપ થાય છે. જે ઘરમાં બે સ્ત્રીઓ હોય, તે ઘરમાં સુખ મળતું નથી. સુનીતિ બોલી હું તેના સામી નહિ થાઉં; હું તેને પ્રથમથી મદદ કરીશ અને એ આપની પ્રેમથી સેવા કરશે. છતાં જો આપને ધાસ્તી હોય કે અમારે બન્નેને બનશે નહિ, તો હું દૂર જતી રહીશ, અને આપને દેખા પણ નહિ દઉં. મારા તેમ કરવાથી પણ આપનું હિત થતું હોય તો તે કરવા પણ હું તૈયાર છું. આપ બીજી સ્ત્રી પરણો અને તે એકલીનેજ રાણી કરો.

રાજા બોલ્યો કે એમ નહિ થાય. તું મને ઘણી વહાલી છે, અને મારાથી તને નહિ છોડાય. મારે બીજી સ્ત્રી કરવી નથી. જેમ છે તેમ ચાલવા દો. સુનીતિએ જોયું કે રાજા દીલગીર થઈ ગયો. રાજાને રાત્રે ઊંઘ આવી નહિ; તેનું મોં ઉતરી ગયું અને ઉદાસ દેખાયો તેથી રાણીએ તેને કહ્યું, અરે! પ્રભુ! તમે આજે ઠીક લાગતા નથી. ચહેરા પર ઉદાસી આવી ગઈ છે, અને રાત્રે ઊંઘ આવી નથી, આપ પધારો, ઘોડા ઉપર સવાર થઇ જંગલમાં મૃગયા રમવા જાઓ, તેથી આપના મન અને તનમાં સ્ફૂર્તિ આવી આનંદ થશે.

રાજાએ કહ્યું, એ ઠીક કહ્યું, હું તેમ કરીશ. જ્યારે હું શિકારમાં જાઉં છું ત્યારે ઘણો ખુશી થાઉં છું. તે વખતે મને ભય તથા આફતનો વિચાર આવતો નથી. એમ કહી રાજા ઘોડેસવાર થઈ જંગલમાં શિકાર માટે નીકળી પડયો. તે ઝપાટાબંધ એટલે બધે દૂર નીકળી ગયો કે એનાં માણસો પાછળ રહી ગયા. જ્યારે પાછું વાળી જોયું ત્યારે પોતે પોતાનાં માણસોને દીઠાં નહિ. પોતેજ એકલો પડયો. આગળ જતાં તે એક ખુલ્લી જગામાં આવી પહોંચ્યો. ત્યાં ઝાડબીડ કંઇ નહોતું. ત્યાં એણે એક ચીસ સાંભળી. લાંબે નજર કરી તો તેણે એક જુવાન બાળા જોઇ. તેની પાસે એક માણસ હતો, અને તે જમીન ઉપર પડી હતી. તે મદદ માટે બૂમો પાડતી હતી. પેલો પુરુષ તેનો હાથ ઝાલી ઘસડતો હતો. તેની નજીક એક ઘોડો ઉભો હતો. તે છોકરીને ઉપાડી જવા માટે તે ઘોડા તરફ ખેંચી જતો હતો.

તરતજ રાજા એ બાળાની મદદે ધાયો. પેલો પુરુષ પોતાના ઘોડા ઉપર બેસી રાજાની સામે આવ્યો. રાજાએ પોતાની તરવારથી એને ઉડાવી નાખ્યો. છોકરીને પોતાના ઘોડા ઉપર આગળ લઇ લીધી અને ઘર તરફ આવવા નીકળ્યો.

બચુ—બા, કેવો સારો રાજા! તેણે જો એ છોકરીને બચાવી ન હોત તો તેનું શું થાત!

૪

તે છોકરીએ રાજાના શરીર ઉપર સોનેરી રૂપેરી પોશાક જોયો. તેનો ઘોડો પણ તેવો શણગારેલો જોયો.

એક રાજાના જેવો તેનો દયાળુ અને ન્યાયી ચહેરો તેને લાગ્યો કોઇ રાજાએ તેને મદદ કરી બચાવી છે, એમ તેને લાગ્યું. હવે બીવાનું કારણ નથી. હવે તેને પોતાને માટે કંઇ ભય ન હતો, પંતુ તેને પોતાનાં માબાપ માટે ભય લાગ્યો. તેમને કોઇએ બચાવ્યાં હશે? અગર તેઓ મરી ગયાં હશે? જે ચોરો તેને પકડી લઇ ગયા હતા તેમણે તેમને મારી નાંખ્યો હશે? આવા વિચાર તે છોકરીને આવવા લાગ્યા. એ છોકરી આગળ અને રાજા પાછળ એ રીતે જંગલમાં તેઓ ઘોડા ઉપર ચાલ્યાં જતાં હતાં. રાજાએ કહ્યું કે તને હવે શો ભય છે? મેં તને લુટારાના પંજામાંથી છોડાવી છે, અને હું તને મારે ઘેર લઇ જાઉં છું. હું આ દેશનો રાજા છું; મારાથી તારે બીવાની જરૂર નથી.

છોકરી બોલી કે મારે પોતાને માટે હવે મને કંઇ ભય નથી, પણ મારાં માતપિતા માટે મને ભય થાય છે. મને એ બીક છે કે જે લુટારાઓ મને ઉપાડી ગયા હતા, તે તેમને મારી નાખશે.

રાજા પોતાનાં માણસો પાસે આવી પહોંચ્યો. રાતને માટે તેઓએ ઉતારો તૈયાર રાખ્યો હતો. ત્યાં આવી તે ઘોડા ઉપરથી ઉતર્યો. તેણે પોતાના નોકરોને બોલાવી પેલી છોકરીને ખાવા પીવા વગેરેનો બંદોબસ્ત કરી જ્યાં તેને સૂવાનું હોય ત્યાં લઇ જવા ફરમાવ્યું. પછી તેણે પેલી છોકરીને કહ્યું કે તું હવે બેફીકર ઊંઘજે. હું તારી તપાસ રાખીશ. પછી તું મને તારો બધો વૃત્તાંત કહેજે. છોકરી

પ્રભાત થતાં સુધી ઉંઘી. આકાશમાં જ્યારે સૂર્યોદય થયો, ત્યારે પથારીમાંથી ઊઠી. રાજા તરફથી એક સેવકે આવી તેને કહ્યું કે સવાર થઇ ગયું છે. જ્યારે તમે પરવારો ત્યારે રાજાજી પાસે આવજો, અને તમારૂં વૃત્તાંત તેમને કહેજો. તે સવારે રાજા શિકારે ન ગયો. તે એક ઝાડની છાયામાં બેઠો. છોકરી તેની પાસે આવી રાજાએ તેને પૂછ્યું કે કેમ! હવે તને ઠીક લાગે છે? છોકરીએ કહ્યું કે હાજી, મને ઘણું સારૂં લાગે છે.

પછી તેણે પોતાનું વૃત્તાંત રાજાને કહેવા માંડ્યું કે મારા પિતા પર્વતોના એક મોટા પ્રદેશના રાજા હતા. મારા માતા પિતા તથા હું જગન્નાથજીની યાત્રાએ જવા નીકળ્યાં હતાં. રાત્રિ પડતાં અમે એક જંગલ નજીક આવી પહોંચ્યાં. મારા પિતાએ ત્યાં રાતવાસો કરવા કહ્યું. મારી માએ કહ્યું કે રાતવાસો કરવા જેવી આ સલામત જગા નથી. પ્રભાત પહેલાં લુટારાઓ આવી આપણને મારીને માલમતા લૂટી લેશે. પિતાએ કહ્યું કે એવો ભય રાખવાનું કારણ નથી. હમણાંજ સવાર થશે અને આપણે આગળ ચાલીશું.

૫

મારા પિતાએ આ પ્રમાણે કહ્યું એટલે અમે તો રાતવાસો ત્યાંજ કર્યો જ્યારે અમે સો ઊંઘતાં હતાં, ત્યારે જંગલમાંથી લુટારાઓ આવ્યા. તેમણે અમારાં માણસોને મારી નાખ્યાં, અને અમારાં માતાપિતાને કેદ કર્યાં, લુંટા-

રાના ઉપરીએ મને પોતાને ખાતે રાખી. તેણે મને એક ઝાડ સાથે બાંધી, અને જ્યારે સવાર થયું ત્યારે મને ઉપાડી જવા માટે પોતાના ઘોડા તરફ ઘસડી જતો હતો. મેં ચીસો પાડી અને આપે પધારી તેને માર્યો, ને મને બચાવી. આ મારો વૃત્તાંત છે.

રાજાએ પછી પોતાનાં માણુસોને કહ્યું કે હવે મારે વધારે વખત શિકારમાં રોકાવું નથી. બધા તૈયાર થાઓ આજે હું રાજધાનીમાં પાછો જવાનો છું.

રાણી સુનીતિએ જ્યારે રાજાને જોયો ત્યારે તે ઘણી ખુશી થઇ. તેણે પેલી છોકરી તરફ ઘણી માયા બતાવી. એનાં માબાપ ખોવાઇ ગયાં છે, એ જાણી પોતે ઘણી દીલગીર થઈ. તે બોલી કે એ ખોવાય નહિ. હું ચારે તરફ માણુસો મોકલું છું, અને તેઓ તેમને જલદી ખોળી કાઢશે. છોકરી બોલી, જ્યાં સુધી તેઓ જડશે નહિ ત્યાં સુધી મને ચેન નહિ પડે. રાણીએ કહ્યું કે જ્યાં સુધી તારાં માબાપ જડી આવે ત્યાં સુધી તું મારી પાસે રહેજે. મારાં માણુસો વખતે તેમને આજે પણુ ખોળી લાવે. આ રીતે છોકરી રાણીની સાથે રહી.

દિન પર દિન ગયા, પણુ કંઇ પત્તો લાગ્યો નહિ. છોકરી દરરોજ કહેતી કે આજે તેઓ મારાં માબાપને ખોળી લાવશે. દરરોજ માણુસો અથડાઇને પાછાં આવતાં અને કહેતાં કે કાંઈ પત્તો લાગતો નથી. છોકરી વધારે ઉદાસ થવા લાગી; અને તેનો ચહેરો સફેદ પુણી જેવો થઇ ગયો. તે શરીરે સુકાવા લાગી.

પરંતુ એક બચ્ચાનું મન ચંચળ અને રમતીઆળ હોય છે, કે લાંબા વખત સુધી આવી બાબતનું ઘણું સ્મરણ રહેતું નથી. કેટલાક મહિના સુધી છોકરી દરરોજ પૂછતી કે મારાં માબાપ મને પાછાં ક્યારે મળશે? પણ જેમ જેમ વખત જતો ગયો તેમ તેમ તે પૂછતી બંધ થઈ, અને સ્વરૂપવાન થવા લાગી. હવે તે માબાપની વધારે ઝંખના કરતી નહિ. રાજા ઉત્તાનપાદના રાજ્યમાં પહાડી પ્રદેશમાં કેટલાક ચોર લોકોનો નિવાસ હતો. તે લોકો કોઈ કોઈ વખત પહાડોમાંથી નીકળી આવી, રૈયતનાં ઘરો બાળતા તથા ગાયો વગેરે ઢોરોને લઈ જતા. લોકોના મનમાં ઉદ્વેગ થતો અને તેઓ કહેતા કે રાજા આ ચોરોથી આપણો બચાવ કરી શકતો નથી. ચોરો આવાં તોફાન કરી પાછા જતાં તેમનો પ્રદેશ પહાડી અને ઘાડા જંગલવાળો હતો તેથી કોઈ ત્યાં જઈ શકતું નહિ. રાજા ઉત્તાનપાદે ઉત્તમમાં ઉત્તમ માણસો એકઠાં કર્યાં અને તેમને લઈ પોતે તે પ્રદેશમાં ગયો. માણસોએ પહાડોમાં રસ્તા કર્યા. ચોરોની પૂંઠ પકડી અને તેમને ઠેકાણે કર્યા. પાંચ વર્ષ સુધી રાજા એ પ્રદેશમાં રહ્યો. ચોરોને સીધા કર્યા અને એ પહાડી પ્રદેશમાં રસ્તાઓ કર્યા. પછી ચોરો સીધા થઈ જંગલની કેટલીક ચીજો વેચતા થયા, અને વખત જતાં સુધરી ગયા. તેમણે ચોરીનો ધંધો છોડી દીધો.

૬

મણીગૌરી—દીકરા બચુ, કેવો પ્રજાનું દુઃખ જાણનાર રાજા! પુરાં પાંચ વર્ષ જંગલો અને પહાડોમાં રહી

દુ:ખ વેઠી એણે ચોરોનો ત્રાસ બંધ કર્યો. પછી તે પોતાના માણસો સાથે રાજધાનીમાં પાછો આવ્યો રાણી સુનીતિ અને પેલી છોકરી તેને સામાં લેવા આવ્યાં, અને રાજાની સાથે સવારીમાં મહેલે આવ્યાં. પેલી છોકરી હવે મોટી થઇ એક સ્ત્રી જેવી થઇ હતી; અને ઘણી ખૂબસુરત દેખાતી હતી,

પાંચ વર્ષ સુધી રાજાએ ઘોડા ઉપરને ,થોડા ઉપર રાત દિવસ સખત કષ્ટ વેઠર્યું હતું. તેનું શરીર નબળું પડર્યું હતું, અને કદાચ મરી જશે એવી ધાસ્તી રહેતી હતી. પેલી છોકરી એની પાસે ને પાસે રહી સારી સેવા કરતી હતી. તેને પીવા માટે ઉત્તમ દૂધ લાવતી, અને એના બાજુમાં રાખવા સારાં સારાં સુગંધીદાર ફુલો લાવતી. આ પ્રમાણે રાત દિવસ તે તેની તહેનાતમાંજ રહેતી. સવારમાં વહેલી અને રાત્રે મોડા સુધી તે તેની પાસેજ બેસતી, વૈદરાજ તેને કહેતા કે તું જો ઊંઘ નહિ લે તો માંદી થઇશ, ત્યારે તે જવાબ આપતી કે મારા રાજાજી માંદા હોય, અને મને ઊંઘ શી રીતે આવે? રાણી આ બધું જોતી અને રાજી થતી. એક પ્રભાતે રાજાને જ્યારે ઠીક હતું, ત્યારે તે તેની પાસે ગઇ, અને બોલી કે રૈયતને ધાસ્તી હતી કે વખતે આપ :આ મંદવાડમાં પ્રભુશરણ થશો. કુંવર નથી એટલે આપના પછી ગાદી ઉપર કોણ આવશે તે બાબત તેઓ ફીકર કર્યા કરે છે. મારા પ્રભુ! આ છોકરીએ બિચારીએ આપની કેવી તહેનાત ઉઠાવી છે, તે આપે જોયું છે. તેજ આપની સઘળી માવજત

કરતી. એની આપના ઉપર પ્રીતિ થઇ છે, એમ આપ તેના ચહેરા ઉપરથીજ જોશો. આપ એનો અંગીકાર કરો, અને રાણી બનાવો. એનાથી આપને આપની પાછળ રાજા થનાર એકાદ કુંવર ઉત્પન્ન થશે.

રાજા બોલ્યો કે મંદવાડમાં કુંવર નહિ હોવાથી મને પણ આવી તરેહની ફીકર થયા કરતી હતી. છોકરી ભલી તેમજ ખૂબસુરત છે. તારૂં કહેવું યથાર્થ છે. હું એને પરણીશ. રાજા તે પ્રમાણે તે છોકરી સાથે પરણ્યો અને તે છોકરીનું નામ સુરૂચિ રાખવામાં આવ્યું. રાણી સુનીતિ આ લગ્નથી ઘણી રાજી થઇ. પરંતુ રૈયત રાજી ન થઇ. લોકો કહેતા કે આ કોણ રાણી થઇ? એ કોણ છે, તે આપણે કોઈ જાણતા નથી. એનાં માબાપ કોણ છે, તે પણ કોઈ જાણતું નથી. રાજાએ એને જંગલમાંથી પકડી આણી છે. વખતે તે કોઇ યક્ષ યા રાક્ષસની છોકરી હશે. તે જો કોઈ રાજાની યા તો કોઇ અમીર ઉમરાવની દીકરી હોત તો પણ ઠીક.

આ લગ્ન થયા પછી થોડે વખતે રાજાના જાણવામાં આવ્યું કે રાણી સુનીતિને ગર્ભ છે. રાજા એ જાણી ખુશી થયો, પરંતુ સુરૂચિ ખુશી થઇ નહિ. તેને હવે રાજા ચાહશે કે નહિ એવી ફીકર થવા લાગી. તેથી તે પોતાની ખૂબસુરતીમાં વધારે ઠાઠમાઠ કરવા લાગી, અને તેથી રાજા વિશેષ આનંદમાં રહેવા લાગ્યો.

પછી, ભાઈ બચુ, સુનીતિ રાણીને તો એક ઘણોજ સુંદર દીકરો થયો. તેનું નામ ધ્રુવ પાડયું. રાજાના મહે-

લના માણસોએ તથા રૈયતે જાણ્યું એટલે તેઓ સઘળાં આનંદોત્સવ કરવા લાગ્યાં, રસ્તાઓ ઉપર તથા ઘેર ઘેર સુંદર તોરણો બંધાયાં, તથા રાત્રે આખા શહેરમાં રોશની થઈ; પરંતુ આ બધું જોઇ રાણી સુરૂચિ ઇર્ષાથી બળી ઉઠી. એની એવી ઇચ્છા હતી કે સુનીતિને દીકરો ન થાય. જો કંઇ પણ પ્રસવ થાય તો દીકરી આવે તો સારૂં. વળી તે એવું ઇચ્છતી હતી કે જો કુંવર અવતરે તો તે મરી જાય તો સારૂં. બચ્ચું તો અવતર્યું તે પણ દીકરો અને વળી ઘણો સુંદર. આથી સુરુચિ તો ઘણીજ ખીજવાઇ. તેણે પોતાનાં સુંદર કપડાં તથા દરદાગીના કાઢી નાખ્યાં; અને શરીર ઉપર ચીંથરા જેવાં કપડાં પહેરીને બેઠી, અને બોલવા લાગી કે હું રસ્તાની એક ભિખારણ હોત તોપણ ઠીક. હું મરી કેમ ન ગઇ!

રાજા સુરૂચિને ઓરડે ગયો, અને બોલ્યો કે તે તારાં વસ્ત્રાલંકારનો કેમ ત્યાગ કર્યો છે? તું બેઠી બેઠી એમ કેમ બોલે છે, કે હું મરી ગઈ હોત તો સારૂં, તારે તો આનંદમાં રહેવાની જરૂર છે. તું સુંદર છે, અને વળી મારી રાણી છે. સુરૂચિ બોલી કે હું શાંની રાણી! હું તો અર્ધી રાણી! કારણ કે સુનીતિ છે અને એ પણ રાણી છે જ્યાં બે રાણીઓ હોય ત્યાં દરેક અર્ધી કહેવાય; પણ મારૂં પદ અર્ધીથીએ ઓછું થયું, કારણ કે સુનીતિને કુંવર થયો. આપની પ્રીતી સુનીતિ અને તેના કુંવર ઉપર વધી જવાની, અને મારા ઉપરથી ઓછી થવાની. હું હવે કંઇ રાણી નથી, હું તો આપની એક દાસી, બલકે તે કરતાં

પણ હલકી. એજ કારણથી મેં વસ્ત્રાલંકારનો ત્યાગ કર્યોછે, અને મરવાની ઈચ્છા કરૂં છું.

આ પ્રમાણે સુરુચિ અને રાજા વાત કરે છે, એટલામાં સુનીતિ ત્યાં આવી, અને સુરુચિ જે કહેતી હતી તે સઘળું તેના સાંભળવામાં આવ્યું. તેણે સુરુચિના મસ્તક ઉપર હાથ મૂકીને કહ્યું, કે બેન, તારે આમ દીલગીર થવાનું કારણ નથી. તારી ઇચ્છા પ્રમાણે સઘળું થશે. મારા સોના-રૂપાના તમામ અલંકાર તથા બીજી સઘળી સુંદર વસ્તુઓ તેને આપું છું તે તું લે, કારણ કે હું અહીંથી વિદાય થાઉં છું. હું કોઇ દૂરના પ્રદેશમાં જઇને રહીશ, અને તને ફરી મળીશ નહિ. હૂં જ્યારે તને સુખી થએલી સાંભળીશ ત્યારેજ સુખી થઇશ. આટલું બોલી સુનીતિ ઓરડાની બહાર નીકળી ગઇ. રાજા થોડીવાર રાહ જોઈ તેની પાછળ ગયો, પણ તેને તે જોઇ શકયો નહિ.

રાજાને તે આખો દિવસ સુનીતિ મળી નહિ, તેમજ બીજે દિવસે પણ તે તેની પાસે આવી નહિ. ત્યારે રાજાએ પોતાના એક અનુચરને પૂછયું કે સુનીતિ રાણી કયાં છે? તેણે જવાબ આપ્યો કે હું તેમની તપાસ કરી લાવુંછું. તે પ્રમાણે તે જઇને પાછો આવ્યો, અને બોલ્યો કે મને રાણી જણાતાં નથી. પોતે મહેલમાં નથી, અને કયાં ગયાં છે, તે કોઇ જાણતું નથી.

બચુ—બા, સુરુચિ કેવી ખરાબ! બિચારી સુનીતિ રાણી કે જેણે એને રાણી બનાવી, તેને અદેખાઇથી આ પ્રમાણે દુ:ખ દેવા તૈયાર થઇ!

મણીગૌરી—હા, બેટા, ઘણીજ ખરાબ અને ઇર્ષાળુ સ્ત્રી,

પછી બચુભાઈ, સુનીતિ રાણી પાસે એક વૃદ્ધ ડોસી તેની આખી જિંદગીથી નોકર તરીકે હતી. રાણી છેક નાની બાળા હતી, ત્યારથી તે ડોસી તેની પાસે હતી, રાજાએ તે વૃદ્ધાને પૂછયું, કે તું રાણી પાસે છેક એના બચપણથી છે, તો તું એ કયાં છે એ નક્કી જાણતી હોઇશ. સુરુચિ રાણી પાસે તે આવ્યાં ત્યાર પછી મેં તેમને જોયાં નથી. તે વૃદ્ધાએ કહ્યું, કે ખરેખર ! હું જાણતી નથી કે એ કયાં ગયાં ! મેં પણ એમને ગઈ રાત્રેજ જોયાં હતાં. એમણે મને કહ્યું હતું કે હું ચાલી જાઉં છું. મેં કહ્યું કે હું તમારી સાથે આવું છું; કારણ કે તમે છેક બચપણથી મારી પાસે છો, અને હું મારી આખર સુધી તમારી પાસે રહેવાની છું. પણ રાણીએ માન્યું નહિ, અને બોલ્યાં, કે નહિ, હું તો મારા કુંવરને લઇ એકલી જઇશ. અયારે હું તને છેલ્લીજ મળું છું. મારી સાથે કોઇની જરૂર નથી; અને હું કયાં જવાની છું તે કોઇને જણાવવાની પણ નથી.

રાજાને હવે સુરુચિ એકલી રાણી રહી. સુનીતિને આ રીતે જતી કરવામાં સુરુચિને કારણ એ હતું કે એને ગર્ભ હતો, અને એની એવી ઇચ્છા હતી કે એને જે કુંવર થાય તે રાજા થાય. આખરે એને પણ કુંવર અવતર્યો. તેનું નામ ઉત્તમ પાડયું, આથી રૈયત રાજી થઈ નહિ. લોકોએ કંઇ પણ આનંદોત્સવ કર્યો નહિ. રાણીએ તે ઉપરથી રાજાને કહ્યું કે મારે કુંવર થયો છે, અને તે રાજા થશે, માટે લોકોને આજ્ઞા કરો કે તેમણે રાજી થઇ આનંદોત્સવ કરવો. રાજાએ

તેવો હુકમ કાઢયો. રાજાના માણસોએ તેવી ધામધુમ કરવા માંડી, પણ લોકો તો હસીને કહેવા લાગ્યા કે તમે આ બધું શું કરવા કરો છો? અમને તો કંઈ આનંદ નથી. સુરુચિ રાણીથી થએલો કુંવર અમારો રાજા નહિ થાય, અમારો રાજા તો સુનીતિ રાણીનો કુંવર ધ્રુવ થશે. રાજાનાં માણસોએ કહ્યું કે ભાઇઓ, તમારે તો રાજાજીના હુકમ નો અમલ કરવાનો છે. શહેરના લોકો આથી વિશેષ હસવા લાગ્યા. સુરુચિ રાણીના સાંભળવામાં આ બધું આવ્યું, અને તે ઘણી ગુસ્સે થઇ, પણ એટલામાં એક અનુચરે આવી તેને કહ્યું કે કોઈ અજાણ્યો માણસ જંગલમાંથી આવ્યો છે, અને કહે છે કે સુનીતિ રાણી પાસેથી તે આપને માટે એક પત્ર લાવ્યો છે. તે માણસને અંદર આવવા દીધો. તેણે રાણીને પત્ર આપ્યો. તેમાં લખ્યું હતું કે મેં સાંભળ્યું છે કે આપને કુંવર થયો છે, અને તેથી હું ઘણીજ રાજી થઇ છું, હું આપને અને કુંવરને માટે આ પુષ્પમાલાઓ મોકલું છું, અને આશિષ આપું છું કે તમે બન્ને સુખી થાઓ. સુનીતિ પોતાના કુંવર સાથે એક ઉંડા જંગલમાં એક ઝુંપડામાં રહેતી હતી. એ ઝુંપડાની આસપાસ લીલાં વૃક્ષો અને વિધવિધ તરેહનાં ફૂલઝાડ હતાં. ધ્રુવ એક નાનું બચ્ચું હતો. તે બેસતો અને હસતો રમતો હતો, પોતાના કુમળા હાથે કોઇ કોઇ વખત એની માતાની આંગળી ઝાલી ઉભો પણ થતો.

બચુ—બિચારાં મા દીકરો કેવું કષ્ટ વેઠે છે, બા!

મણીગૌરી—હા, ભાઈ, એ બધો પ્રભુનો ખેલ છે.

૯

બચુબાઇ, એમ કરતાં કરતાં ધ્રુવ તો બાળક મટી મોટો છોકરો થયો. ઝુંપડાની દિવાલે તે ચાલતો હતો. લાકડાના કકડા, કાંકરા, ફૂલ તથા બીઆં વગેરે એને રમવાનાં રમકડાં હતાં. એને પાંદડાંનો લીલો રંગ તથા ફૂલોના વિધવિધ રંગો ગમતા, તેથી આસપાસની નાની વાડીમાં તે ફરતો. કોઇ કોઇ વખત જમીન ઉપર બેસી આકાશના ઘેરા વાદળી રંગ સામે જોયાં કરતો, અને તેમાંથી વાઘ નીકળી આવવાની તેને બીક લાગતી. પક્ષીઓના કલરવ સાંભળવાનું, અને જ્યારે સૂર્યના અજવાળામાં તે ઊડતાં ત્યારે તેમના ભુરા રાતા, અને લીલા સુંદર રંગો જોવાનું તેને મન થતું. એક દિવસ ધ્રુવે પોતાની માતાને પૂછ્યું કે મા, મારા પિતા ક્યાં છે! સુનિતિએ તેને કહ્યું કે ભાઈ, તેઓ શહેરમાં છે. તેણે ફરી પૂછ્યું કે તે કોણ છે? અને શું કરે છે? સુનીતિએ થોડીવાર વિચાર કર્યા પછી કહ્યું કે તે આ દેશના રાજા છે. ધ્રુવે કહ્યું કે ત્યારે તો મારે શહેરમાં જઇ મારા પિતાને મળવું જોઇએ. શહેરમાં જવાનો રસ્તો મને બતાવો. સુનીતિને લાગ્યું કે તે ભલે જતો, તેથી તેણે રસ્તો બતાવ્યો. તે રાજાના મહેલ પાસે આવ્યો ત્યાં દરવાજે એક પહેરેગીર ઉભો હતો. તેણે એને ટોકયો, અને કહ્યું કે આ રસ્તે નહિ જવાય. આતો રાજાનો મહેલ છે. એમ કહી તેણે ધ્રુવને અટકાવ્યો, તેથી તે અંદર જઈ શકયો નહિ. પછી એણે પેલા પહેરાવાળાને કહ્યું કે હું સુનીતિનો પુત્ર છું, ત્યારેજ એને અંદર જવા

દીધો. ધ્રુવ એક વિશાળ ઓરડામાં આવ્યો. ત્યાં રાજાજી બેઠેલા હતા, ને ઉત્તમ તેમની પાસે હતો. જ્યારે રાજાએ ધ્રુવને જોયો, ત્યારે ઉત્તમને ખોળામાંથી જમીન ઉપર મૂકી ધ્રુવને પોતાના હૃદય સાથે ચાંપવા હાથ લંબાવ્યા. ધ્રુવ પિતાની પાસે દોડી ગયો, એટલામાં રાણી સુરુચિ તે ઓરડામાં આવી પહોંચી. તે એકદમ લાલચોળ થઈ ગઇ. ધ્રુવ અટક્યો અને શાન્ત ઉભો રહ્યો. સુરુચિ બોલી કે તું રાજાની ગોદમાં બેસવાની ઇચ્છા રાખે છે? જો એમ ઇચ્છા હોય તો અહિંથી જતો રહે અને હરિને શરણે થા, ઇશ્વરને એવી પ્રાર્થના કર કે સુરુચિને પેટે દીકરો થાઉં, અને સુરુચિ મારી માતા થાય.

ધ્રુવ રાજા સામે જોઇ રહ્યો, અને પોતે શું કહેસે, તે સાંભળવા થોભ્યો, પણ રાજા તો ઢીલો પડી ગયો હતો. તે સુરુચિથી ઘણો બીતો, તેથી કંઇ બોલ્યો નહિ. ધ્રુવ ઓરડામાંથી બહાર નીકળી ગયો. પોતાની મા સુનીતિ પાસે જંગલના ઝુંપડામાં પાછો આવ્યો. ધ્રુવ ઘણો દીલગીર થઇ ગયો હતો. પોતાનાં પેલાં લીલાં ઝાડ સામે પણ તેણે જોયું નહિ; ફૂલોના રંગ પણ હવે તેને ખુશ કરી શક્યા નહિ.

હવે તો ધ્રુવ રમવા પણ જતો નહિ, ને ઝુંપડામાં ઉદાસ થઇને બેસી રહેતો . સુનીતિએ તેને આવી સ્થિતિ જોઇ પૂછ્યું કે ભાઈ, તને શું થયું છે? તું કેમ રમતો નથી? તું આમ ઉદાસ કેમ થઇ ગયો છે? પણ ધ્રુવ તો, કંઈ બોલ્યો નહિ. પછી તો તે ઉઠીને ઝુંપડાના બારણા તરફ ગયો, ત્યારે સુનીતિએ પૂછ્યું કે ધ્રુવ, બેટા, તું ક્યાં

જાય છે? રમવા જાય છે? ધ્રુવે જવાબ આપ્યો કે નહિ, હું તો તપ કરવા જાઉં છું. હું હરિને ભજીશ. સુનીતિએ પૂછ્યું કે બેટા, તેનું કંઈ કારણ? તારે આજથી હરિનું ભજન કેવું?

૧૦

હવે બચુભાઈ, જો, ધ્રુવે માતાને શો જવાબ આપ્યો! તેણે કહ્યું કે હું પિતાને મળવા ગયો. પિતાએ મમતાથી મને હૃદય સાથે ચાંપવા હાથ લંબાવ્યા, પણ એટલામાં સુરુચિ અંદર આવી અને કઠોર શબ્દોથી મને કહ્યું કે તારે રાજા થવું હોય તો મારે પેટે દીકરો થઈ અવતાર ધારણ કરવા હરિને શરણે જા. એમ કરીશ તોજ રાજા થઈ શકીશ. તેજ વખતે પિતાજી બદલાઈ ગયા, અને મમતા છોડી તેઓ પોતે કંઈજ બોલ્યા નહિ. તેથી હું ચાલ્યો આવ્યો. હવે હું હરિને ભજીશ.

સુનીતિ બોલી કે દીકરા, તું સુરુચિનો દીકરો નજ થાય. તું તો મારોજ દીકરો છે. ધ્રુવે ઉત્તર આપ્યો કે છતાં હું તો હરિનેજ ભજીશ. ત્યારે સુનીતિએ કહ્યું કે એમ તારી ઈચ્છાજ હોય તો તું પ્રભુની એવી પ્રાર્થના કર કે રાજા થવા જેવો તું સારો એને સદ્ગુણી નીકળ. કારણ કે એક રાજા તે બીજાં બધાં માણસો કરતાં કંઈક ઉંચી કોટીનો અને વિશેષ બળવાન હોવો જોઈએ. એવા સારા અને બળવાન થોડાજ હોય છે, કે જે રાજપદ શોભાવી શકે.

ધ્રુવ એ નાના ઝુંપડામાં તપ કરી શકતો નહિ. એને તે કામ માટે એકાંત જોઇતું હતું. એ તો દરરોજ વધારે

ને વધારે ઉદાસ રહેવા લાગ્યો તેણે પોતાના મનમાં વિચાર્યું કે અહીં તો હું કંઇ તપ કરી શકવાનો નથી, અને જો તપ નહિ થાય તો રાજા થવાની યોગ્યતા મારામાં આવશે નહિ.

આખરે એક દિવસ રાત્રે તે પોતાની પથારીમાંથી ઊઠયો. ઝુંપડાની એક બારી ઉઘાડી હતી, તેમાંથી એણે જંગલ તરફ નજર કરી. આકાશમાંથી ઝાડોની ટોચોને રૂપેરી બનાવતો ચંદ્ર ઝગમગી રહ્યો હતો; પણ ઝાડોની નીચે તો અંધારૂં હતું. તેને ફળ ફુલની સુગંધવાળી પવનની એક ઠંડી લહેર આવી. તેણે નિશ્ચય કર્યો કે આ ઝુંપડામાં તપ થવાનું નથી. હું તો જંગલમાં જાઉં, અને આ ઠંડી પવનની લહેર આવી એ ઝાડોની અંધારી છાયામાં હરિને ભજું.

બારી પાસેજ સુનીતિ ઉંઘતી હતી, ધ્રુવ તેની પાસે ઉભો રહ્યો. આકાશ તરફ પોતાના હાથ જોડી, તેણે પ્રભુની પ્રાર્થના કરી કે હે હરિ! હું મારી માતા તને સોંપીને જાઉં છું. એટલું બોલી આ અરણ્યના નાના ઝુંપડામાં માને ઊંઘતી મૂકી ધ્રુવ ચાલ્યો ગયો.

મણીગૌરી—બચુભાઇ, ધ્રુવ જેવા નાના છોકરામાં એક ઓરમાન માતાના વચનથી કેટલી બધી હિંમત અને દ્રઢતા આવ્યાં. તેણે તો ધાર્યા પ્રમાણે જંગલમાં જઇ પ્રભુનું ઉગ્ર તપ આરંભ્યું.

૧૧

બચુભાઇ, ધ્રુવ તો આ પ્રમાણે પોતાની માતાને અને પર્ણકુટીને છોડી જંગલમાં ચાલતો થયો. તેણે ચાલતાં

ચાલતાં વિચાર કર્યો કે જ્યારે હું પ્રભુનાં દર્શન પામીશ, ત્યારે હું તેમને કેવી રીતે ઓળખી શકીશ ? પોતે કયા રૂપમાં દેખાશે ? અથવા શા સ્વરૂપે મને દર્શન આપશે ? જ્યારે બધું શાન્ત હશે ત્યારે આવશે તો હું તેમને દેખી શકીશ નહિ, અથવા તો હું જ્યારે આ અંધારા ઘાડા અરણ્યમાં ફરતો હોઇશ ત્યારે પોતે આવશે.

એટલામાં તેણે એક અવાજ સાંભળ્યો. તે સ્તબ્ધ થઇ ઉભો રહ્યો. અંધારામાં એની તરફ કોઇ બે આંખો તાકીને જોતું હતું. ધ્રુવે પૂછ્યું કે હે પ્રભુ ! આ તમે પોતે છો ? પછી તો એની આગળ અંધારામાં એક વાઘ નીકળી આવતો જોયો. ધ્રુવે પોતાના હાથ લંબાવી નમસ્કાર કર્યા. વાઘ તો બીધો અને છલંગ મારી રાત્રિના અંધકારમાં કંઇક નાઠો. વળી પાછું સઘળું શાન્ત થઇ ગયું. કંઇ પણ અવાજ થયો નહિ અને ધ્રુવભાઇ તો આગળ ચાલ્યા.

પ્રભાત થતું તો પણ એ તો આગળને આગળ ચાલતો હતો. આકાશમાં સૂર્યોદય થયો, ત્યારે એ જંગલની બહાર લીલોતરીવાળી ટેકરીઓ ઉપર આવ્યો. ત્યાં સવારનો તાજો પવન વાતો હતો. એ પવન તેના ચહેરા પર આવ્યો, અને આખી રાતના શ્રમ પછી તેને પોતાના શરીરમાં વિશેષ સ્ફૂર્તિ જણાઇ. વૃક્ષો તાજાં અને લીલાં જણાયાં. તેમ ફૂલો પણ ખીલતાં જોયાં. ઘટાવાળા એક મોટા ઝાડની છાયામાં ધ્રુવ બેઠો અને ઉંઘી ગયો. દિવસ ઘણો ઉગી ગયો હતો. સ્ત્રીઓ માથે બેડાં લઇ પાણી ભરવા તળાવ ઉપર જતી. હતી. પુરુષો આખો દિવસ બહાર ખેતરોમાં સખત કામ

કરતા હતા. સુર્યનો તાપ વધવા લાગ્યો, અને વૃક્ષની છાયા પણ કમી થવા માંડી. પુરુષો પોતાના ઘર તરફ પાછા ફરવા માંડયા. ધ્રુવ તો ઊંઘતો જ હતો આકાશમાં સૂર્ય આથમવા લાગ્યો. છતાં પણ એ ભાઇ તો હજુ ઉંઘતાજ પડયા હતા.

પછી નારદ મુનિ ફરતા ફરતા ત્યાં આવી પહોંચ્યા, અને ધ્રુવની પાસે ઉભા રહ્યા. ધ્રુવના માથા ઉપર એમણે હાથ મૂકયો, અને ધ્રુવે પાસું ફેરવ્યું. નારદે ધ્રુવનો હાથ પકડયો, ત્યારે તે એકદમ ઉભો થઇ ગયો, અને કહેવા લાગ્યો કે હરિ ? ઓ હરિ ! આ તમે પોતે છો ? નારદે તેના સામે જોઇ ને પૂછયું કે, અલ્યા, હરિને ખોળનારો તું કોણ છે! તું તો હજુ ફક્ત એક નાનું બચ્ચું છે. ધ્રુવે જવાબ આપ્યો કે મારૂ ઘર અને મારી માતાને છોડી હું પ્રભુની શોધમાં નીકળ્યો છું. આપને હું વંદન કરૂં છું. આપ મને પ્રભુનાં દર્શન થાય એવો રસ્તો બતાવશો ? નારદે કહ્યું કે ભાઈ હું શો રસ્તો બતાવું ? હું જ એને ખોળી રહ્યો છું. વર્ષોના વર્ષો સુધી મોટા મોટા મહાત્માઓએ એને માટે તપ કર્યાં છે, અને તેને મેળવવા ફાંફાં માર્યાં છે, છતાં મેળવી શકયા નથી. તો પછી તુ એક નાનું બચ્ચું એને કેવી રીતે મેળવી છકીશ ?

૧૨

મહાન્ નારદ મુનિએ આટલું કહ્યા છતાં ધ્રુવ તો અડગ શ્રદ્ધાથી બોલ્યો કે મારે તો પ્રભુને ખોળી કાઢવોજ છે. નારદે ફરી કહ્યું કે ભાઇ, હજુ તું ઘણો નાનો છે.

આવી બાબતોના તારે વિચારજ ન કરવા જોઈએ. ધ્રુવે કહ્યું કે શ્રી હરિને શોધી કાઢીશ અને એક રાજા થવા જેટલી યોગ્યતા મને આપશે. આપને ફરી પ્રણામ કરીને કહું છું કે એને કયાંથી ખોળવો એજ મને બતાવો. નારદ મુનિ ધ્રુવના આ શબ્દોથી ઘણા પ્રસન્ન થયા. તેમણે કહ્યું કે શ્રી યમુનાજી ઉપર મધુવનમાં તું જા અને ત્યાં તપ કર પ્રભુ તને ત્યાં મળશે. એ ઉપરથી ધ્રુવ તો મધુવન તરફ ઉપડયો, અને યમુનાજી કિનારા ઉપરના એક ઝાડ નીચે એક શિલા પડી હતી તે ઉપર બેઠો, અને ઉગ્રહતપ આરંભ્યું. પ્રભુ સિવાય એને કંઈ બીજો ખ્યાલ જ ન હતો, અને સ્તવનમાં તે એક તાર થઈ ગયો. ખાનપાન છોડી દીધું. દિવસે સૂર્યનો પ્રખર તાપ તેમ રાત્રે ઠંડો પવન યા વરસાદ તેમને કંઈ કરી શકતાં નહિ. આખરે એક દિવસ રાત્રે ખૂબ પવન નીકળ્યો. જે વૃક્ષ નીચે પોતે બેઠો હતો, તે વૃક્ષ પવનના સપાટાથી આમતેમ હાલવા લાગ્યું. વરસાદ ખૂબ પડવા લાગ્યો. નદી બે કાંઠે થઈ ને શિલા પર ધ્રુવજી બેઠા હતા તેની આસપાસ પાણી ફરી વળવા માંડયું; છતાં પોતે તો હરિના ધ્યાનમાં મસ્તજ રહ્યા.

થોડી વાર પછી વરસાદ અને પવન બંધ પડયા, અને સંપૂર્ણ શાન્તિ થઈ. આકાશમાં તારાઓ દેખાવા લાગ્યા; અને રૂપેરી ગોળા જેવો ચંદ્ર પણ દેખાયો. અંધારામાં અજવાળું થયું, અને અજવાળા જેવો સ્પષ્ટ અને ફૂલોની મીઠી સુગંધ જેવો મીઠો અવાજ નીકળ્યો, કે અરે! ધ્રુવ, જો ઉંચે નજર કર, ધ્રુવ તો પ્રભુને સાષ્ટાંગ દંડવત્‌થી પગે પડયો.

પ્રભુએ કહ્યું, કે મેં જોયું કે મારા તરફ તારી દૃઢ ભક્તિ છે. ઘેર જા. તું રાજા થઇશ. જ્યારે તારો દેહાંત થશે, ત્યારે આકાશમાં દેખાતા આ બધા તારાઓમાં તને ઉચ્ચ સ્થાન પ્રાપ્ત થશે. આટલું કહી પ્રભુ તો અંતર્ધાન થઇ ગયા. પછી ધ્રુવ પોતાને ઘેર આવ્યો. માતા સુનીતિ ઘણી રાજી થઇ, રાજા ઉત્તાનપાદે ધ્રુવને રાજ્યાસન આપ્યું. પોતે ઘણો ન્યાયી અને ઉત્તમ રાજા નીવડયો. જ્યારે ધ્રુવનો દેહોત્સર્ગ થયો, ત્યારે પ્રભુએ પોતાના વચન પ્રમાણે એક તારામાં તેને ઉચ્ચ સ્થાન આપ્યું. એ ધ્રુવનો તારો આકાશમાંથી આપણને આપણા રસ્તામાં ઘણો પ્રકાશ આપે છે.



વીરમગામ મ્યુનિસિપાલિટીએ, અને પાલીતાણા તથા રાજ-
પીપળા સ્ટેટે મંજૂર કરેલી એકલીજ આના કોપી બુક

તે

# પરીખની ગુજરાતી કોપીબુક

## નં. ૧ થી ૫. દરેકની કિં. ૦–૧–૦

**અમારી કોપીના અમે બણગાં ફુંકતા નથી, પણ નીચેના થોડા અભિપ્રાયો વાંચોઃ**

આ કોપીબુકોમાં અક્ષરો અનુક્રમે અને મરોડદાર ગોઠવેલા છે. પાછલા ભાગોમાં સુંદર વાક્યો આપી કોપીની ઉપયોગિતામાં વધારો કરવામાં આવ્યો છે.—પ્રતાપ, પ્રજાબંધુ, પ્રસ્થાન, સંદેશ વગેરે છાપાંએ અભિપ્રાય આપેલા છે.

અમારી કોપી નીકળતાની સાથેજ લોકપ્રિય થઇ છે તેનાં કારણ અમારી માન્યતા પ્રમાણે આ છે.

૧ તેની સુંદર, સ્વચ્છ અને સુઘડ છપાઈ.
૨ લખવાથી તેના કાગળમાં શાહી ફૂટતી નથી. ઉલટું કુમાશ-વાળા કાગળ હોવાથી બાળકને લખતાં આનંદ થાય છે.
૩ છતાં બીજી કોઇપણ કોપી આટલી ઓછી કિંમતે મળતી નથી
૪ સસ્તી કિંમત છતા ૨૫ ટકા કમિશન આપવામાં આવે છે.

જે શિક્ષકોએ વાપરી ન હોયને વાપરી ખાત્રી કરવા ખાસ ભલામણ છે.

**ચંદુલાલ મણિલાલ પરીખ.**
બુકસેલર
રીચીરોડ, બાલાહનુમાન
અમદાવાદ.

# બાળોપયોગી બીજાં પુસ્તકો

| | |
|---|---|
| અલાદીન અને દેવતાઇ દીવો | ૦-૪-૦ |
| આરોગ્યશિક્ષણ | ૦-૮-૦ |
| બાળવીર | ૦-૮-૦ |
| મયૂરધ્વજ આખ્યાન | ૦-૪-૦ |
| ભીમચાતુર્ય | ૦-૪-૦ |
| બાળ સંગીતમાળા ભાગ ૧ લો | ૦-૩-૦ |
| ગુજરાતના ઇતિહાસની વાતો | ૦-૪-૦ |
| [illegible] ધોરણને યોગ્ય સૃષ્ટિજ્ઞાન | |
| વીર અભિમન્યુ અને ભક્ત પ્રહ્લાદ | ૦-૮-૦ |
| સંવાદ સંચય | ૦-૧૦-૦ |
| બાળગીત | ૦-૫-૦ |
| આરોગ્યશિક્ષિકા | ૦-૭-૦ |
| રમતો ઘરમાં અને બહાર રમવાની | ૦-૧૨-૦ |
| કુંવરબાઇનું મામેરૂં | ૦-૮-૦ |
| હિંદુસ્તાનનો ઇતિહાસ | ૧-૦-૦ |
| સારામાં સારી કોપીબુક દરેક નંબરની | ૦-૧-૦ |

મળવાનું ઠેકાણું:

**ચંદુલાલ મણિલાલ પરીખ**

**રીચીરોડ, બાલાહનુમાન, અમદાવાદ.**

મુદ્રકઃ પુરૂષોત્તમ શંકરદાસ પટેલ "ઉત્કૃષ્ટ મુદ્રણાલય"
ફર્નાન્ડીઝ બ્રીજ રીચીરોડ, અમદાવાદ.